મહાન પંડિત સાધુ શ્રી કૃષ્ણદાશ કૃત.

# કછી કવિતા.

તેના

૨૦૨ ગુંજરાતી ભાષાંતર સાથે.

તથા

## કછી ભાશ્યાની કહેવતો.

નવી આવૃતિ. [redacted]

**સુધારા વધારા શહિત.**

છપાવી પ્રકટ કરનાર.


સા૦ ગેલાભાઈ લખમશી.

( શ્રી કછ કેઠરાના રેહેવાસી )





મુંબાઈ:

ધી "ચીપન" પ્રીનટીંગ પ્રેસ કાલબાદેવી.

સવત ૧૯૪૨ ના સને ૧૮૮૬.

કિમત ચાર આના.

૨૮૦૨

॥ श्री ॥

# અખિલ ભૂવન પાલકાય નમઃ ॥

## સાધુ શ્રી કૃષ્ણદાશકૃત કછી કવિતા.



## ॥ कवितछंदमनहर ॥

मनुष जनम इतां वदो अऐ थोक सेतां
तेमे कुड कोर करे वरे जे न छूअंधो ॥
प्रीत विसवास मयां धरे करे सत संग
सुखेमे न राजी थींधो दुखेमे न रूअंधो ॥
साधें मुलां खासी हरि कथाम्रत गिनी तेंसें
पिंढजा अग्यान पाप धूई बेंजा धूअंधो ॥
कालजे से हथमे न अचींधो से कृष्णदास
हिन लोकमें ने परलोकमें से सूअंधो ॥ १ ॥

અર્થ—માણુસનો અવતાર એ મોટો પદાર્થછે. તેમાં જે પુરૂષ અસત્યપણું મૂકી તેને અડકશે નહિ; વિશ્વાસ અને પ્રીતિએ કરી સાધુ પુરૂષોનો સત્સંગ કરશે, તે પુરૂષ સુખમાં છકી નહિ જાય અને દુઃમાં કલેશ

નહિ પામે; વળી તે સાધુઓ પાસેથી ઊત્તમ એવું હરિકથારૂપ અમૃત લેઇને પોતાનાં પાપ ધોશે; એટલુંજ નહિ પણ બીજાનાં ધોશે; અને તે માણસ કાળના હાથમાં નહિ આવે. (મૃત્યુથી તે કાંઇ ડરશે નહિ) કૃષ્ણદાસ કહેછે કે તે પુરૂષ આ લોક અને પરલોકમાં ઘણો શોભા પામશે.

**वेराग विचार सतसंग ग्यान सचो अछो**
**वदा तेंजा भाग जेंके चार इज रुजेंता**
**सेंतां ठरी विठा दिठा मिठा लगा भगवानके**
**चिंध्यासें से अग्यानजा जेरा तेंजा उजेंता॥**
**इनी चई धुआं रेआ पेआ विञी नर्गमें से**
**अखींसे में दिठा वेआ शास्त्रें मिंज सुजेंता॥**
**दूखेंजी ज वाट गिनें पुछ त तूं मूरखेंके**
**सुखेजी ज वाट खपे सेतां संत बुजेंता॥२॥**

અર્થ—વૈરાગ્ય, વિચાર, સત્સંગ અને જ્ઞાન એ ચાર જીવનો મોક્ષ થવા ઉત્તમ પ્રકાર છે. જેનાં મહાભાગ્ય છે તેનીજ એમાં પ્રીતી બેસે છે. જેને એ ચાર પ્યારા લાગેછે તે પુરૂષો સ્થિરપણે શાન્ત દેખાય છે, પરમેશ્વરને પ્રીય લાગેછે અને અજ્ઞાનથી જે ચીંતારૂપી અગ્નીનાં ભડકા થએલા તે સમી જાય છે. એ ચાર પુરૂશાર્થથી જે જૂદા રહ્યા તે નરકમાં પડયા એમ મને ભાસે છે તથા શાસ્ત્રમાં પણ સંભલાયછે; માટે અરે!! જીવ જો તને દુખી થવાનો રસ્તો જોઇએ તો તું મુરખોને પુછ અને સુખનો રસ્તો જોઇએતો તે સત્પુરૂષો જાણેછે.

**जड जीव तेंके संत सीरें सीरें संमजाई**
**ऐडा संत तेंके जिको सेंवींधो से छुटंधो॥**

सतगुरु राम तेंजो सच्चो नातो निभधो से
अविद्याजो ठामडो पण इनीधुआं फुटंधो॥
तन धन पुत्र कुरो सुख दींधा इनके रे
नारि सुख दींधी तेसें कुरो दुख खुटंधो॥
गर मिंज फुरींधल चोर इतां अचे मिड्या
कूडो नातो कृष्णदास जदें तदें त्रुटंधो॥ ३॥

**અર્થ**—જે અજ્ઞાન જીવોને સારી રીતે સમજાવી શકેછે એવા સત્પુરૂષોની શેવા કરશે તે (આ સંસારના બંધનમાંથી) છુટશે. સતગુર અને બીજા ઇશ્વર તેમનો ખરો સંબંધ છે તેજ ટકશે, તેમ અવિદ્યારૂપી વાશણ છે તે પણ એઓથીજ ફુટશે. દેહ, પૈસો, છોકરાઓ, શું સુખ આપવાના છે? અને સ્ત્રી જે સુખ આપશે તેથી (હે જીવ) તારા દુઃખનો શું ઘટાડો થનાર છે? એતો ઘરમાં લુટવાને વાસ્તે ચોર ભેગા થયાછે; તેઓનો ખોટે ખોટો સંબંધ કૃષ્ણદાસ કહેછે કે જયારે ત્યારે પણ તુટશે. (માટે અવિનાસી વસ્તુથી સંબંધ કરો.)

मेंतां मुजो कंम केओ वेओ मुके भावबेओ
साधें चेओ तींअ थेओ रेओ रांम रमनें॥
भटकंधी हुई ब्तत जित तित जित कित
उभो थेओ चित से पण वेठो समेनें॥
संतें कृपा केई जदें उपनुं से फिटो तदें
कृपा धारू न न कदे टरें दुख दमेनें॥

जेरां तित बरे कीं अ वसें जित बारें मीं अ
कृष्णदास गजे सीं अ भजें हाथी भमेनें ॥ ४ ॥

અર્થ—મેંતો મારૂં કામ કીધું ( અને દ્વૈત્તપણુ ) બીજો ભાવ જતો રહ્યો. સાધુ પુરૂષોએ કહ્યું તેમજ થયું જે સરવેમાં રામ રમ્મમાણ થઇ રહ્યાછે. (તે હું સમજયો) અગાઉ મારી વૃતી જહાં તહાં ભટકતી હતી અને ચિત્તભ્રમ થએલ હતું તેપણ હાલ (સાધુઓનાં સમાગમથી) શાંતથઇ ગયુંછે; જ્યારે સંતોએ કૃપા કીધી ત્યારે જે કાંઇ સંશય ઊત્પન્ન થયા હતા તે નાશ પામ્યા. તેઓની કૃપા સિવાય કદી પણ દુઃખનું દમન થઇ શકતું નથી. (પણ તેઓની કૃપાદૃષ્ટિ થતાંમાં સર્વ દુઃખ નાશ થઇ જાયછે જેમ કે) જ્યાં ખાર મેઘ વરસતા હોય ત્યાં અગ્નિ કેમ રહિ શકે ? કૃષ્ણદાશ કેહેછે કે જ્યાં સીંહની ગરજના થાય ત્યાંથી હાથી (સુધાંપણ) નાસી જાયછે.

असीं तां साधें जो संग कंधासीं न छदींधासीं
जीअरा हुंधासी ततां इनींसें निभाईंधा ॥
तेमें जिको वारींधो से असांजो न हेतु आऐ
सचा सची चोंता असीं ताडीउं वजाईंधा ॥
आग्युं पाछ्युं गाल्युं तें ज्युं चोंधा सुं न सुणधा
सुं ॥ साध रांम तें ज्युं गाल्युं सुणंधा सुं गाईंधा
खिलंधा कुदंधा ऐडा छुटे वेआ कृष्णदास
निंधा वारा निंधा कंधा वेंधा धूड पाईंधा ५

અર્થ—અમેતો સાધુઓનો સંગ કરશું (બીલકુલ) મૂકનાર નથી. જીવતા હઇસું ત્યાં સુધી તો એમની સાથે નીભાવશું તેમાં અમને જે

વારશો તે અમારો હિત કરનારો નથી એવું અમે ખરેખરૂ તાળીઓ વજાડીને (પૂકારી) કહિયે છેએ. તે છતાં જો તેઓની આધીપાછી વાત પુછશે અથવા કેશે તે સાંભળશું નહિ અને કહેશું પણ નહિ; કેવળ સાધુરામ જે વાતો કેહેશે તેજ સાંભળશું ને તેનીજ વાતોનું ગાયન કરશું. કૃષ્ણદાશ કહેછે જેણ એમ કીધુંછે તે ખુશી થતા અને આનંદ મગન રહી છુટી ગયાછે; તેથી જે નીંદા કરનારા નીંદા કરશે તે ધુળચાવતા જશે (હવે એ બાબતમાં યાદ રાખવું કે સાધુ કોણ અને તેના લક્ષણો કેવા હોવા જોઇએ.)

निवरा थै वें जदें साधेंके निंधींन तदें
छोटकेजी गाल कदें उपजे न हैअे में ॥
खिले न वचन सचे उलटा सुणीने पचें
ममतामें रचें मचें मूरखेंजे फीअेमें ॥
साधेंके न अचें ओदा अचींधे दुखेंता घुदा
संसारजा सऐं लोदा ढगा जीअं पीअेमे ॥
अंधा अेडा अपरूड साधेंसें रखेंता कुड
कृष्णदास चेतो धूड धिःक तेंजे जीअेमे ॥ ६

અર્થ—(અજ્ઞાની માણસો) નકામા થઇ બેઠા હોય ત્યારે સાધુઓની નિંધા કરે પણ છુટી જાવાની (મોક્ષથવાની) વાત હૃદયમાં ઊત્પન્ન થાય નહિ; ખરા (ઊદ્ધાર થવાનાં) વચનો સાંભળી ખુશી નહિ થાય પણ ઉલટા કંટાળી જાયછે અને મુરખોના ટોળામાં રહી ખોટી મમતામાં લપટાઇ રહ્યાથીજ ખુશી થાય છે. સાધુઓ પાસે કોઇ દીવશ આવે નહી, જાણે આવતાં તેનાં પગ અને ગુઠણમાં દુખ ઉત્પન થતું હોયની! કેવળ સંસારનાં દુખ સહન કરી રહ્યાછે. દ્રષ્ટાંત—જેમ કોસના આંચકા બળદ સહેછે—એવા આંધળા અને અજ્ઞાની, સાધુ પુરૂશોથી કુડ રાખનારા, જે પુરૂષોછે; તેને કૃષ્ણદાશ કહેછે કે તેના ખાનપાનમાં ધુડ અને જીવવામાં

ધીઃકારછે;—હવે અહીં ધ્યાનમાં રાખવું કે નિંદા એટલે શું? નિંદા એ કે જે સારો અને જ્ઞાની પુરૂષ હોય તેની ઉપર ખોટું ખાંનુ લાવી અથવા આળ ચડાવી તેને ખરાબ લગાડવું—એનું નાંમ નિંદા છે. પણ જે કામ કરતો હોય તેનેવાસે કહેવું કે ફલાણો માણુસ ફલાણું કામ કરેછે. તે નિંદા ન કેહેવાય, કેમકે તે તો ખરૂંજ છે; માટે જેમાં જે દુરગુણ હોઅ તે કોઈમી ટેકાણે કેહેવામાં નિંધા નથીજ)

परपंचमें पोंधा सेतां घणांदूःख सोंधा रोंधा
जाणें कें के चोंधा पचे पचे मोआ मरंधा ॥
भगवानके विशारींधा संसारके सारींधाजे
मानखो हारींधा सेतां चेंन कीअं ठरंधा ॥
संसारमें सुखी रेओ में न दठो कें न चेओ
छदेओ सेसुखी थेओ बेआ रेआ बरंधा ॥
साधुऐंजे संग रोंधा उनीजा वचन सोंधा
संसार सागरधुं से कृष्णदास तरंधा ॥ ७ ॥

અર્થ— ખોટા પ્રપંચમાં જે પડશે, તે ઘણાં દુખ સહન કરીને રડશે. વળી જાણી બુજી કોઈને કહીપણ નહિ શકે ને અંદર અંદર પચી મરશે. જે પરમ કૃપાળુ ઇશ્વરને વિસારી મુકશે અને સંસારમાંજ સાર સમજશે તે મનુષ્ય જન્મ ખોઇ નાખશે, એટલુંજ નહિ પણ શુખે નહિ બેસી શકે; કેમકે સંસારમાં સુખી થયો એવો મેં કોઇપણ દીઠો નથી તેમ બીજો પણ કોઇ કેહેતો નથી (કે ફલાણો સંસારમાં સુખી થયો, સખ્ખ દુઃખરૂપ સંસારછે) પરંતુ જેણે મૂકી દીધો તે શુખી થયો અને બીજા અંતરમાં બળતારહ્યા; માટે જે સાધુઓનાં સંગમાં રેહેશે, તેના વચનો સાંભળશે, કૃષ્ણદાસ કેહેછે કે સંસાર સાગરમાંથી તેજ પુરૂશ તરશે. ॥

वासनांजे वन मिंज बरेतो चिंध्याजो जेरो
मुरख पतंग तेमें पेआ रेआ चडोडें ॥
ममता गचणमिंज पेआ मूढ ढगा गता
मोर पण इनीमिंज गता घणा थडोडे ॥
रामजी साधेंजी कथा नाडे तेंके ईअ केअ
जींअं नाडे खीर जेंके बरो आयो घडोडे ॥
जगतजे जेरे मिंज से न बरें कृष्णदास
संत गंगा मिंज सट करे जे पें कडोडे ॥ ८ ॥

અર્થ— વાંસનારૂપી વનમાં ચીંતાઅગ્ની પ્રદીપ્ત થઇરહ્યો છે, તેમાં પતંગવત મુરખ જીવો પડયા પડયા ચચળેછે અને મમતારૂપી ચીખલનાં ખાડામાં મૂઢ અને બેલ જેવા ગચી ગએલા છે; તેમ આગળ પણ એ ખાડામાં ઘણાં ગચીને ચાલ્યા ગયાછે (ને જાયછે; તોપણ દોડી દોડી એ ખાડામાં પડેછે.) અને એવા મુઢ પુરૂશોને રામ તથા સાધુ પુરૂશોની કથા ગમતી નથી—જેમકે જેને તાવ આવતો હોય તેને દુધ ખાવું ગમે નહિ તેમ—કૃષ્ણદાસ કેહેછેકે (હે મૂઢ જીવો તમારે યાદ રાખવું કે) આ સંસાર રૂપી દાવાનળ અગ્ની બળેછે તેમાં તે પુરૂશજ બળતો નથી કે જે સત-સંગરૂપી ગંગામાં દોડીને ભૂશકો મારેછે. (માટે વિદ્વાનોની સંગત અને સત્શાસ્ત્ર વારંવાર અવલોકન કરો તો ખરો પ્રભુ મળશે.)

गोयु मेयु वग ढगा गदा गोडा भाव सगा
मित्र गात्र धिल लगा जिजा अंई जिनीजा
बाअेडी नें धीउं पुत्र ववरू नें पोत्रा पुत्र

वाडीभाग खेत्र सित्र घणा जिनी किनीज
भेणीउं नें धन माल वेपार नें वदी चाल
दीअण गिनण मिंज सदा मन तिनींजा ॥
दिसे न तपास करे चेतो कृष्णदा जांणो
जिजा वदा पूरा पाप पध्रा अँई इनींजा ॥ ९

અર્થ—ગાયો ભેંશોનાં ટોળાં, બળદો ગાડી, ઘોડા, ભાયાતો, સગા, મીત્ર અને દાસીજાન એ જેને ઘણાછે; બાયડી, છોકરીઓ, છોકરાઓ, વવારૂઓ, બેહેનો, છોકરાના છોકરા તેના છોકરા, વાડી, બાગ બગીચા ખેતર ધન, માલ અને રાચરચીલાં જેને ત્યાં ઘણાંછે; વેપાર અને દેવા લેવાની મોહોટી વાતબાત તેમાં જેનાં મન સદાય રમી રહ્યાછે તેને કૃષ્ણદાસ કેછેકે એ તપાસીને જોતા નથિ કે અમારા તો ઘણાં મોહોટા પુરા અને પાધરા પાપછે. (સબબ કે એ પીડામાં પડવાથી જીવન મુકતનો ઉપાય બીલકુલ કરી શકતો નથી.)

हिकडा तांमोर मोआ रोंधा से मरंधापोआ
थींधासेपणवेंधासोआकोआखेंधामिनारे
कालजीती फिरे धाड साध उभा करीं राड़
तोजे कनें आवै ताड दुखें मिंजा दिनांरे ॥
जेंकेतुंभायेंतो सगा मित्र तोजा अंग लगा
सेज तोके दींधा धगा ढगासुणकिंनांरे ॥
सरीरजी छद आस पाणीं पोंधोजीअंनास

गरी वेंधा कृष्णदास मिटीअजा पिनांरे १०

અર્થ—એક અગાઉ મરણ પામ્યા; તેને રડનારા પણ પછીથી મરણ પાંમશે, ને હવે પછીથશે તેપણ કાળાગ્નીમાં સ્વાહા થશે; જેમ બિલાડાને ઊંદર મારતાં વાર લાગેછે, તેટલીજ વાર લાગવાની. કાળ ધાડો નાખવા ફરી રહ્યોછે તે તને સાધુઓ પુકારી કહેછે. (કે સાવચેતી રાખજે ધાડો આવેછે) તેમ તારા કાનમાં પણ અવાજ આવ્યા તોપણ કુપમાં શું ડૂબકા મારેછે! જેને તુ જાણુછે કે મારા સગાછે, અને જેને અંગનો મીત્ર જાણુછે તેજ તુને દગો દેશે, માટે હુ બેલ, ભમરાળા (ભુંડા) સાંભળ; આ શરીરની આશા મુકી દે. (ઇશ્વરને ભજ.) કેમકે જેમ પાણી પડેથી માટીનાં પીઢલા નાશ પામેછે, તેમ શરીર પણ નાશવંત છે એમ કૃષ્ણદાશ કહેછે.

अरे दिसो कुरो थेओ केर अची कित पेओ
एडो जाणे भुले वेओ मनमें नमाएतो ॥
चैतन चे देंअ आंउं जायो दुखी थींधो पाउं
कुरोकरीआं मुठोअइआं आंउ धांउंपाएतो
तेंके चें ज संत वदा तुंतां अइअें ब्रह्म सदा
ही चे आउं चम हदा पोतके विंञाएतो ॥
भिजंधा नहांणे भिजें तिनीके से कुरो किजे
केडी गोरी फकी दिजे कृष्णदासगाएतो ११

અર્થ—અરે જુવો શું થયું; કોણ આવીને કયાં પડયું; એવું જાણી ભુલી ગયો. (જેને પરમાર્થ વાસ્તે જન્મ આપ્યો તે ભુલી જઇને) મનમાં ફુલાયછે. ને કહેછે કે આદેહ છે તેજ બધુંછે પણ હું ખેદ પામીને અને પુકારીને કહુંછું કે વળી જન્મ પામીને દુખી થઇશ. મોટા સંતો કહેછે કે અરે જીવતું સદા બ્રહ્મરૂપછે પણ તું કહેછે કે હું તો આમડુંને હાડ-

કાંજ દઉં એવું સમજી પોતાનું પત ખોઇ નાખેછે. (સ્વ સ્વરૂપને ભુલી જાયછે.) પણ એકાએક પથ્થર જેવા થઇ ગયા તે હવે બીજાવતાં બીજે નહીં તેને શું કરવું. કૃષ્ણદાશ વીચારમાં પડયોછે કે ( એવા મૂઢને) કેવી ગોળી અથવા ફાકી દેઉં (જેથી શુધ ઠેકાણુ આવે.)

साधेंजो न संग करीं रामके न रुदे धरीं
ढंढें मिंज ढुक भरीं गोलारनें कुनेंजा ॥
खोटा सुख तेंजा खप राम नामें ताणीं चप
दसे आस मोह सप धप नाओं रुनेंजा ॥
चईं अखीं थे आ अंधा भेठ बंधी करीं धंधा
वेवारजा कुटा संधा संग जड जुनेंजा ॥
हिकडेजा बेआ थेआ नठरयागाणीअंपेआ
कृष्णदासचोखावेआफकभरींचुनेंजा॥१२

અર્થ—સાધુઓનો સંગ કરે નહિ, રામને હૃદયમાં ધારણ નહિ કરે; પણ નરક જેવા પાંણીથી ભરેલા ખાબોચીઆમાં ગચરકા ભરેછે અને રાંડોના ગુલામ થઇ રેહેછે, તથા ખોટા સુખની (એટલે સંસારનાં નાંશવન્ત પદારથની) ઇચ્છા કરેછે. રામનું નામ લેવાનું કોઇ કેહે તો હોઠ તાંણુછે અને મોહરૂપી સર્પ ડંશેછે તેથી આગલ જાતાં રડવું પડશે તેની પણ ધાસતી રાખતા નથી. ચાર આંખોથી આંધલા થયા મજબુત કમર બાંધી ધંધા કરવા લાગા. પછી વેવારમાં સાંધા તુટા ચલાવેછે અને કેવલ ભુત ને જંગલી જેવાના સંગમાં રમી રહ્યાછે, એમ કરતાં એકના બે થયા તોપણ ધાણી પડયા ને શાંતી નથઇ. માટે કૃષ્ણદાશ કહેછે કે હવે ચોખાતો ગયા, બાકી સુનાના ફાકડા ભરેછે. (એટલે જે મનુષ્ય દેહમાં જાણવું જોઇયે તેતો જાણયું નહી પણ જુઠા સુખમાં દીવસ ગુમાવ્યા )

केंकेतुंतांदिसें नतो केंके तुंतां विसें नतो
पाप धुआं खिसें नतो एडें कमें हादोरे॥
विकजेने वई बुध तेंजी तोके नांए सुध
करींएंतो जुध हले जेंसेंतेंसें आदोरे ॥
राकेंके तां रोंसींएंतो गरीबेंके गोंसींएंतो
तोजे गरमें जोंसींएं तो थ्यो अइयें जादोरे॥
थोडा दीं हुनें तुंऱ्हादो पोथीनेंमाताजोपादो
कृष्णदास चेतोसभा खोडीनें तुंगोदोरे ॥ १३

અર્થ—(અરે માણસ ? તારા અભીમાનથી) કેને તું દેખતો નથી અને કોઇનું માનતો નથી; પાપ આગલથી ખશતો નથી. ઇત્યાદિ કાંમોમાં ઘણો ડાહ્યોછો; (પણ ભુરાં એવાં કામોથી) તારી બુદ્ધિ વેચાઇ ગઇ તેની તુને કાંઇ સુધી રહી નથી વલી બધાઓ સાથે કજીઓ કરી, જે તથી આડો ચાલ્યા કરેછે. ગરીબ અને રાંક માણસોના ગળાં રેશી તારા ઘેરમાં (પૈશો) ભરેછે તેથી ઘણો જાડો (પૈશાદાર) થઓછે, પણ યાદ રાખ કે થોડા દીવસજ વર રાજી રહીશ પછી માતાનો પાડો થઇશ (માવાને પાડો ચડાવેછે તેને મારતાં જેટલી વાર લાગેછે તેટલી વાર લાગવાની) કૃષ્ણદાશ કહેછે કે કાલે ગુઠણ ખોડી મરવાનો.

अरेअधाचलणचुकावायमेंतां पाणीसुका
सीममें तां खेत्र पका विंञें पंखी खाएंतो॥
छोकरेके ताव अधा वउअ विंञीं पेरलधा
वीआंई अचीमुंकेवधाधी अनपएणाएंतो॥

ताणमें तां बई ताण सोरेजी मंढांणी काण
केडी गाल करीआं हाण वोरोधुड पाऐंतो ॥
ममता गचण मिंज निकरेजो आरोनां अें
कृष्णदास चेतो ईतां हरिके न गाऐंतो ॥ १४ ॥

અર્થ—અરે ભાઈ! હુકમ સુકયો, વાવમાં પાંણી સુકી ગયું, જંગ-
લમાં ખેતર પાકી ગયું, તે પક્ષીયો ખાઈ જાય છે. બીજું છોકરાને તાવ
આવ્યો, છોકરાની વહુની સુવાવડ થઈ (એવી દુરબળ અવસ્થા થઈ ગઈ)
તેથી બીજા છોકરાનો સસરો મારી સાથે કજીઆ કરે છે અને દીકરી પર-
ણાવતો નથી. વળી તાંણમાં બીજી તાંણ એ થઈકે, સસરાની કાંણ
મંડાણી (એવામાં હું ખુટયો એટલે) હવે કેવી વાત કરૂં કે ધીરનારો
પણ ધુડ ઘાલે છે. (તેથી) મમતારૂપી કીચડમાંથી નીકલવાનું ઠેકાણું
નથી તોપણ કૃષ્ણદાશ કેહેછે કે એવું છતાં હરી જે ઈશ્વર તેનું ભજન
કરતો નથી.

अरे अधी दुखी आंउं कितविञींदी आंधारं
जंमाई पण थेओ पांउं धीअ मुसे रईरे ॥
तेंजा सुख मान वेआ जंमारजा दुख पेआ
तेंजा सूर मुंके थेआ पोजे कित चईरे ॥
धीअके पणधीअपोआ घरमें खुटलमोआ
सर्सी सोरालोरा सोआ मुंजी न हलईरे ॥
भुलीआस आंउं अधी कागडेसें कुंज वधी
कृष्णदास लेख लधी ओऐका थईरे ॥ १५ ॥

અર્થ—(સંસારનાં દુખનું વરણુન કરે છે) અરે અદી (મોટી દોશી) હું ઘણો દુખી છઊં પણ તેનો પુકારકોની આગલ કરૂં; મારો જમાઈ મરી ગયો અને દીકરી રંડાઈ રહી; તેના બધા સુખ ગયા અને તેને જન્મપર્યંત દુખ પડયું તેનાં શુલ મને થયાં હવે તે કયાં કેહેવું રહ્યું; (એટલુંજ નહી) વલી દીકરીની પાછલ ખુટલ લાગેલા છે એટલે તેનાં સાસુ સસરો ઘણાં કજીઆખોરાં છે માટે મારી કાંઈ પણ ચાલતી નથી. (પછી કેહે છે કે) હું ભુલી ગયો જે કાગડા (સંસાર) શાથે પ્રીતી બાંધી (એવું કહી પશ્ચાતાપ કરે છે) (વલી મનમારવા કહે છે કે) જેમ વીધાતાએ લખ્યું હતું તેમ થયું. કૃષ્ણદાસ કેહેછે કે આહાહા કાંઈ ખરાબીમાં બાકી રહ્યું નહી.

वाऐमेंपण विञींपोजसो सोसूरवे आसोज
पण म रनेंमें रोज साधुऐनुं हटेनें॥
ऐत्रो मुंजो चेओ कर मोअेनुं तुं मोर मर
वो तुं तोजे घर मोजो मुंजो दुख दटेनें॥
जिकोतां सहेतो दुख मरतो मोह्जी भुख
विञीं भोगे वदो सुख सचो रस सटेनें॥
हेद्द हथोवारी हेअ वरी तोके नैधी पेअ
कृष्णदास चेतो दिस अखीऊं उपटेनें॥१६॥

અર્થ—(અરે જીવ) વાવમાં જઇ પડજે, બીજાં સેંકડો દુખ સહન કરજે, પણ સાધુઓથી છેટો રહી રાંડોમાં પડતો ના; એટલું મારૂ કહ્યું કર અને મરવાથી આગાઉ મર. (સબબકે જીવતો છતાં મન ઇંદ્રીઓને મારીનાખ) પછી તારૂં ને મારૂં દુઃખ કાટી તારે ઘેર ધાજ્યો જા. (ઘર એટલે જ્યાંપી સુખ સ્વરૂપ આત્મા તે ઇશ્વરમાં લીન થઇ જા) જે પુરૂષ દુખને સહન કરે છે

આ મોહરૂપી સુધાને મારી નાખે છે; જે આગ્નો રસ પીએ છે, તે જાંઇ મોહાડું સુખ ભોગવે છે. અરે! આ (મનુંષ્યાવતાર) ઘડી ઘડી આવશે નહી માટે કૃષ્ણદાશ કેહેછે કે કાંઇક આંખો ખોલીને જો.

निंधक निंधींधा तेंसें भगत धजंधा कीन
हाथी हल्यो वेंधो कुरो थींधो कुता भोंधारे ॥
विजजो सडाको दिसी गदोडा उला ीं लतुं
मिनडेंजे चेथी कुरो छिका छिजी पोंधारे ॥
देदर हंसेंके निंधीं फुसपादा भमरेंके
निंधक जीवरे मरे घणा सूर सोंधारे ॥
तेंजी निंधा कृष्ण ास केण मन कंधा कीन
जीरे सुखीमरेवरे भगवानमेंरोंधारे ॥ १७ ॥

અર્થ—નીંધક લોકો નીંધા કરશે તેનાથી ભગતો કાંઇ બીવાના નથી; જેમ હાથી ચાલ્યો જશે ને કુતરાં ભસશે તેનાથી શું થવાનો છે! વલી વીજલીના ઝપાકાથી ગધેડાઓ પાટોજ ઊછાલશે અને બિલાડીના કહેવાથી કાંઇ છીકાં તુટતાં નથી. તેમજ હંસોની નિંધા દેડકાંઓ કરશે અને ભમરાઓને કુશપાડા (એક જાતનાં કાલા અગોચર જગોની ધુલમાં રેનારા જનાવર) નીંધશે તથી તેઓ ખરાબ નહીં કેહેવાએ. (તેમ સાધુઓને પણ કાંઇ નીંધાથી હરકત થાએ તેવું નથી) માટે અરેરે, નીંધકજીવો મરવા પછે ઘણા દુઃખી થશે. પણ સાધુઓની નીંધા કરવાનુ મન કરવુ નથી તે કૃષ્ણદાશ કેહેછે કે જીવતાંસુધી સુખી થશે અને મરવાપછી ઇશ્વરના પરમપદને પાંમશે.

निंधक न निंधा छदीं साध न ः जन छदीं
वींईजा सुभाव पेआ हेवर मोर सदारे ॥

अन खेन पिं जो ने निंधा करीं साधुऐंजी
डुंगर न उदें फुंकें चेंता निंढा वदारे ॥
गतेंजी भगतीन निंधक विंञाई सगें
धरीआ न उंणजजे हथें खणी कदारे ॥
साधु ंजी रिख्या हरि हमेसकंधल आऐ
तता कृष्ण ास केडा भरींधा ऐ गदारे॥१८॥

અર્થ—નીંદા કરનારાઓ તે નીંદા કરવી મુકે નહી અને સાધુએ ભજન મૂકે નહી એવા બેઊના સ્વભાવ હમેશાજ પડેલાછે. (નીંદક કેહે-વાછે) અન્ન પોતાનુ ખાય અને નીંદા સાધુઓની કરે (પંરતુ) પર્વત કાંઈ ફુંક દેવાથી ઊડતા નથી એવું નાના મોટા સહુ સમજે છે; તેમ ભગતોની ભગિત નીંદા કરનારા ખોઈ શકતા નથી; જેમ હાથમાં વાસણ લઈ સમુદ્ર ખાલી કરવા કોઈ ચાહેતા તે કાંઈ થતું નથી. સાધુઓની રક્ષા પરમેશ્વર હમેશાં કરનાર છે તેથી કૃષ્ણદાશ કેહેછે કે તે (નીંદા કરનારા) શું ગાડાં ભરવાના છે?

लोआर सिलाट गडीं ऊदें टांढ्युं कफरीं उं
सुभावेंजेपासेंवेंता से पण दुःख सअेंता ॥
बावरमें रोगा कंढा मूरखेंमें दुख तींअं
कोअेजे मुत्रमें जीअं चाचण थै पंअेंता॥
गाधींअजे हट पास भागम ़लेंजीवास
थंढ्युं लेह तित जित ।जेज जल वअेंता॥

साधू अेंमे सुख ईंअं विचारेने विंञी दिस
ठकाणेंवै कृष्णदास साधा ईंअं चंअेंता १९

અર્થ—લોવાર અને સીલાટ લોઢુ અને પથર ઘડેછે તમાંથી અગ્નીની ચીનગારી તથા કાંકરી ઊડેછે તેની પાસે જે બેશેછે તેને (જાંણી જોઇ નથી મારતાં તોપણ) સ્વભાવે લાગ્યા કરેછે અને તે દુઃખ પાસે બેશનારાને સહન કરવું પડેછે. બીજુ બાવલના ઝાડને એકલા કાંટા હોયછે. તેમ મુરખોને દુઃખ હોયછે; જેમ ઊંદરના મુતરમાં ચાંચણ થાયછે. (તેજ રીતે મુરખોમાં પોતાની મેલે દુઃખ થાયછે. અને જેમ ગાંધીના હાટ પાશે ખુશબો આવેછે, બગીચામાં ફુલોની વાશ આવેછે ને ઘણુ પાંણી વેહેછ ત્યાં ઠંડી લેહેરો આવેછે, તેમ સાધુ પુરૂષોને સ્વભાવે સુખછે. માટે કૃષ્ણદાશ કેહેછે કે જરા ઠેકાંણુ બેશી વીચારીજો કે સાધુઓ કેહેછે તે ખરૂં કે નહી.

कुटमंजा कुटेंअल दुखेंनु न छुटेंअल
सुखेंधू तुं फुटेंअल आसीऊ न खुट्युंरे॥
त्रसना न तडेअल मान मिंज मिडेअल
आकार्य मिंज अडेअल अख्युं तो ज्युं फुटयुंरे॥
ममता न मारेअल हमेसां तुं हारेंअल
वदेंजा न वारेअल विपत्युं न त्रुट्युंरे॥
हिंसाधु न हटेअल कीन कदें खटेअल
वासनाउं वध्युं कृष्णदास से न छुटयुंरे॥ २०

અર્થ—અરે કુટુંબના કુટણા કુટયા પણ દુઃખમાંથી ન છુટયો માટે ખરાં સુખોથી તારૂં કર્મ ફુટયું, (તે છતાં) આશા ખુટી નહી. તૃષ્ણાને કોઇ દાહાડે હાંકી કાહાડી નહી; અભીમાંનમાંતો મલી ગયો અને કુટુંબમાં

ખાજી ગયો; તેથી તારી આંખોજ ફુટી ગઇ. મમતાને મારી નહિં, માટે (મનુષ્યાવતારને) સદાએ તું હારયો. વળી મોટાઓનો વારયો વરેઓ નહિ; અલ્પા (એવું કરતાં કરતાં પણ) તારી વિપત્તી તુટી નહી. હિંશા કરવામાંથી હટયો નહિ તેમ (ખરી કંમાણી) કોઇ દીવશ કમાયો નહિ અને કૃષ્ણદાશ કહેછે કે વાશનાઓ બધાંણી તે શેવટ સુધી પણ છુટી નહિ.

भाजी हीअ रची कची कीन सची मरो पची
मची पची मोर घणें मरी वेआ फुटेनें॥
भेरो कींन खणी वेआ धन माल हितेरेआ
समधी ने सगा वेआ वेआमथो कुटेनें॥
देह छणें पोंधी जदें सुकृत न थीघो तदें
पेटो कींअं पोंधो जद त्राणु वेंधो त्रुटेने
सची गाल कर कन सचो भाव धर मन
कृष्णदास ततुं धंन धन वेनें छुटेनें॥ २१॥

અર્થ—આ (જગતની) બાજી કાચી રચેલીછે; બળી મરો તોપણ સાચી નથી; અગાઉ ધણાએ મતવાલા જાડા થઇ છેવટ ફુટી મુઆ પણ તે સાથે કાંઇ ઊપાડી નહિ ગયા. ધન દોલત બધી અહિંજ રઇ. સગા સબંધી જેઓ હતા તે પણ માથો કુટી જતા રયા. (ખચીત જાણવું જોઇએ કે) દેહ પડી જાશે તે પછી કાંઇ પણ સુકૃત થાશે નહિ; કેમકે ત્રાણો તુટીજાય તારે પેટો પડે નહિ. માટે શાચીવાત કર અને શાચો ભાવ મનમાં રાખ તો કૃષ્ણદાશ કહેછે કે તું ધન્ય ધન્યથો. (અને દુઃખમાંથી તરત)છુટી જાઇશ.

चअंतापुराणजाण भज तुं सारंगप्राण
छेआवे न ताण हाण वार कम वकमे॥

हमेशा न हुंधोहीअं ठाठ फिटी वेंधोतींअं
थेओ जींअ कनें कीअं तोर कींक तकमें॥
साधेंके नसेवीनें ज सुखेंके तुं धोडनें त॥
न जोडंधे कदें ईन तेंजे तुंअ हकमें॥
भगवान तेंजोसांखी कृष्णदासचेतो भांखी
दुःखीजीअंमाखीजिकाअडैआएअकमें २

અર્થ—પુરાણો કેહેછે તે સમજીને શારંગપાણું એવા પરમેશ્વરનું ભજન કર. છેવટશુધી નતાણુતાં મોગમમાં કાંમ આટપીલે. સદાએ એમનો એમ નહિ હોએ આગલ ઠાઠફીટી જાવાનું છે. જો તેમ થશે તો પછી કેમ કરીશ? માટે મનમાં કાંઇ તોલ કર અને જો સાધુ પુરૂશોની શેવા ન કરતાં સુખ લેવાને દોડીશ તો કોઇ દહાડે પણ મળવાનો નથીઃ પરમેશ્વર તેનોં સાક્ષીછે. કૃષ્ણદાસ કેહેછે કે ( એમ સુખ લેવા જઇથ તો જેમ ) દુઃખી થઇને માંખી આકડામાં અટકી પડેછે (તવીરીત થશે.)

साधें पासें तु न उसें रामसें तुं रुसें तुसें
कुडे मथे कुसें मुसें गिडे खोटा चीलारे॥
मोरजे वेवार विठें मुठें रसें मिठेमिठे
घणां तोतमासादिठे संसारजा हीलारे॥
सारो कम को न केअ विडगें तुं धंध बेअ
घणें गले पायु पंअे अेंकारजा खीलारे ॥
मूंढ पेआ माया पास मं<sub>८</sub>। न न कृष्णदास

पापेंदिंआं सूरापूराधर्मदीआंढीलारे॥ २३॥

અર્થ—સાધુઓ પાશે તું ગયો નહિ, રામનાં નાંમથી રીશાઇ બેઠો અને ખોટી માથાકુટ કરી ખોટો રસ્તો લીધો. (મોટો થયો છતાં) આગળના વેવારમાંજ (આગલી રીતમાંજ ચાલી પરમેશ્વરનાં રશમાં મગ્ન ના થતાં ખોટા એવા નાસ્તીક) મીઠા મીઠા રશ પછવાડે મુઓ; તેમાં તમાશા પણ ઘણાં તેં દીઠા અનેં શંશારનાં ઘણી જાત ના હીંચોલા પણ ગણાં જોયા; સારો કાંમ કોઇ ન કરતાં બીજે અવળે ધંધે વલગ્યો તેથી તારા ગળામાં અહંકારનાં ખીલા સાથેં મોટી ફાંશીં પડી. કૃષ્ણદાશ કેહેછે કે મુંઢ પુરશો એવીરીતેં માયાના પાશમાં પડેલા છે કે કોઇનું કેહેવું પણ માનતા નથી અનેં પાપમાં તો શુરા પુરા થઇ ઉભા છે પરંતુ ધર્મની તરફ ઢીલાછે.

फुटरा फरेरा नर समंजमें जेड़ा खर
विपतजा घर तेंमें रात नें दिं लुछेंता॥
थोढे सारू पांईं वेर अरे असां जेडो केर
सारा वदा असीं हेर कर कुता कुछेंता॥
आप कोई दिनां वदें आवें न सुमती तदें
छोटकेजी गाल कदें संतेंके न पुछेंता॥
[redacted] रिं न हेड़ा होड़ा जेंसें तेंसें करिंजोड़ा
मो[redacted]रयागदोडा कृष्णदासऐंडेंभुछेंता॥ २४

અર્થ—(જોવામાં) સારા સોભાડા માણુસ પણ સમજમાં ગધેડા જેવા અને વિપત્તીનો ઘર તેમાં રાત અને દાહાડો તરફડેછે. વલી થોડા-વાસ્તે વેર કરે અને મનમાં સમજે કે અમારા જેવો કોણછે! સારા અને મોટા માણુસ તો અમેંજ છેઓ. (બીજા તે જાણે) કુતરા બરોબ; (કુતા

જાણું છુ કે) કોઇ માહાપુરૂશેં શ્રાપ આપ્યોછે તેથી સારી મતી આવતી નથી, તેમ છુટી જાવાની વાત થં તોનેં પુછતા નથી. આગલ પાછલ અથવા સારા નરશાનું વીચાર ન કરતાં જેની તેની સાથેં બાજયા કરેછે; માટે કૃષ્ણદાશ કેહેછે કે એવા ભુંડા (માણુસતો શું પણુ)ગધેડાઓએ સારા નહીં.

**म कर सेताण हाण मरे तां वें धासुं पाण**
**महा विपतजी खाण चे ओ वेद वदेरे ॥**
**राम कथा रस जाण दुखेंजी तां वारे घाण**
**माणस प्रमाण लज लालचमें लडेरे ॥**
**सचो रस ईज मिठो अेडो बेओ को न दिठो**
**पि पि तुं ना विठो विठो साधें पासें अडेरे ॥**
**साधें पासें रस वेतो पीअे से न पाछो पेतो**
**कृष्णदास चेतो लडे सेजे लज छदेरे ॥ २५॥**

અર્થ—અરે હવે સેતાન નહિ કર કેમકે આપણુ મરીજાવાનાં છેએ. (આ સંસાર) માહાવિપત્તીની ખાંણુ છે એવું ચારોએ વેદ કેહેછે. રામની કથારસરૂપ જાણીસે. (તે રસ કેહેવો છે કે) દુઃખોનું ધાંણુ વાલનારૂ છે; માટે માણુશની રીતેં લાજમાં ચાલી મજકુરરસની લાલચમાં લાગી જા; એ ઘણો મીઠો અને સાચો રસ છે એવો બીજો કોઇ પણુ દીઠો નથી; માટે સાધુઓાં પાશેં બેસી બેસીનેં ખુબપીસે (કારણુ) જે રસ સાધુ પુરૂશો પાશેં છે તે રસ પીનારો પાછો પડતો નથી. (મોક્ષપદ ને પામેછે.) કૃષ્ણુદાશ કેહેછે કે એ રસ તેનાથીજ પીવાયે કે જે પુરૂશ ખોટી લાજ મુકીદેછે.

**पांउं म फेरज लोणु हिते तोके नांअे रोणुं**
**ही थै वेंधो सोणुं फोणु म पो मोह वोहमें ॥**

दुखीजीव रातदींअं नथिअे सुख कदें कींअं
हाथी न सुखीअ जींअं उभो सींह सोहमें ॥
अरे सठ छद हठ अड म ममता मठ
अेंकारजीछोड गठ हल लिख लोहमें॥
जाणें दुख थीअे नास म पो त तं मायापास
भज कृष्णदास नका पोविञींधोहमें॥ २६॥

**અર્થ**—(આ જે ઉપર કયું તે સાંભલીને) પાછું મોહોડુ નહી ફેરા-જે કેમકે અહિં તુને રેહેવું નથી. આ સંસાર કેવળ સ્વપનું થે જશે માટે મોહના પૂરમાં નહિં પડ. (આ સંસારમાં) જીવ રાત્ર દીવશ દુઃખી છે; તેમાં કોઇ દાહાડો પણ સુખ નહી થશે-જેમ ચોડેક છેટે સીંહ ઊભો હોએ ને હાથીને સુખ ન થાએ તેમ—માટે અરે મુરખ હઠમુકીને મમતા-રૂપી ઘરમાં અટકી નહિ રેહે અને અહંકારની ગાંઠ છોડી કાંઇક કાએદામાં ચાલ. જો તું જાણે કે મારૂ દુઃખ નાશ કરૂં તો માયાનાં પાશમાં નહિં પડ. કૃષ્ણદાસ કેહેછે કે તું મારૂ કહ્યું માન; તેમ છતાં ન માંને તો જઇને દ્રોહોમાંપડ. (દ્રોહો એટલે નદીની વચે અથવા પડખે ઘણું પાણી ભરાઇ રેહછે તે.)

**દોહરા.**

ગેલ ખેલ દુરે તજી ॥ શીઘ્ર રહે હોસિઆર ॥
લાભ નથી સંસારમાં ॥ કહું છું વારંમવાર ॥ ૧ ॥
લક્ષ રાખીને વાંચજે ॥ છવિસ કવિત મનોહાર ॥
આરે અર્થ સમજી કહું ॥ કોઇ નહિ તુજ સાર ॥ ૨ ॥
મમતામાંહે મચિ રહયો ॥ ઠામ ઠામ છે દાવ ॥
શીદ ગમાવે જન્મ આ ॥ રામ રામ મન લાવો ॥ ૩ ॥

**સમાપ્ત.**

# કચ્છી ભાશ્યાની કેહેવતો.

## અકરમી પુતર ઓલાણો મોંધો.

અક્કલ વેચાણી તડેં અટેછાણું જધેં.

અજજો કમ અજકર કાલજી કુર જાણે.

અંઞ છાંઇ ડઠેં અઞેં વડકો નાઞેં ડઠેં.

અધ માની છડે સજી કુ ન પોડજે.

અરથ સરયો ને વેધ વેધી.

અરથુકે અક્કલ ન હુઞે.

અંધે જો અલા રખવાલો.

અભા લુગડા લોઢ ધણી, હલ્યા મુંજા ખોટલ ધણી.

રાંમ રખે તેંકે કોઞે ન લખે.

આઇઞેં વારો રથ અગિઆને અગિઆ.

આડરયા અધ વિચ રેં.

આડે લકડે આડો વિંધ.

આરસ કુ જસ નાઞે.

આલે લગ નીલા બરેં

આરહુઞેજી ઉમાસને જધગ્નેંજો-ઞોમું.

આયર ખટે ઞોભણી રન વિઞાઞે રંભ.

ઇત મિંજ પિતા. ખાગીરજીભરતી.

ઉઠ કુરો જાણે ઞેરાચીઞેં પોડ?

ઉઠ ને વધી ઉક્રડે ચડયો.

ઉપ નાણા વે નાણા નાણે વિના નર નિમાણા.

ઞેડો કુરો અકમેં અડયા આઞે?

અંત ડોસીને ઉઠવારો સરખે જા સરખા.

અંધેમેં કાણું રાજીઓ વિઠો કિરાઞે જુડી, જડેં આયો બી અખીઞેં વારો તડેં કર તેલમેં મખ બુડી.

કકરે કકરે પાર બંધાઞે

કયા ચણા કે તો ચબીઞેં?

કડેં મન માકુડી કડેં કેસર સી કડેં કોરી મન કકરો.

કડેં ઞોકડો ડુંગરજી.

કને સૂઇ કુડી ને અખીંઞે ડાઢ સચી.

કતીસરે કુણબી ડાઞો.

કરમી પોતર કોડજા ડીઞો પાપ બાજર ઞોગે ચીઞો.

કર કનમેં ગાલ કથી.

કર તેલમેં મખ બુડી.

કાતી મારે કાતી જીઆરે કાતી જો કમ કાતી સારે.

કારો કુતો ભગાડ જો ભા.

કીડાં કુખરે ધરવીઆં અઞે?

કિડાં રા ભારો કિડાં કાતમા પિંઆરી.

કી કરેં કી કમારે કી કારભારીઞેં સીંઅં, નોસો કોરીઉં સુવાવડ જણું કુતીઅ ખાપેંઇઅં.

કૂડતો કુટજે ખુડતી ધમજે મા કુંવારી પીઅતી પેંણુજે.

કુતો ખણીંભ્યો માની પઠા તો નીપ.
કે કમાએ મથા પાણી ફરાંયેં.
કેંજી જીભ હલે કેંજા હથ હલેં.
કેં ડિઠી અએ કાલ?
કો ચણે, કો ચટે, કો સુંઘે, કો સટે.
કોસજો પાઇઓ હીંએ ફિરે ને કુંએ ફિરે.
કોસો ખાજે તતાં ચપ પણુ ખરેં.
ખટયો ખેંગારને ભોગવંઇ ભારે.
ખડ ખણુ સે પએ.
ખત્રિડા મકર ખેડ, જેડા તડા હથ એન ભિંડીંઅરેં કરે.
ખયો હાંણી પટોરેસે ભટકણું.
ખીર મેં વચી ઝિઝી ખન.
ખીર ખટે તયે છાએથી મિઠો.
ખંપી ખીરભતને સોમોધી અભા બેચી.
ખનો આએ પીનો આએ કમને નાસે ચટકો વેનો આએ.
ગડો ડિસી ધુડા થકેં.
ધુડાવરેં પેટ હિઆં.
ગુડ ખંપે મરે તંકે ઝેર ન ડીજે.
ગુડ વિજો અત્રો મિઠો થિએ.
ગુરે વિગર મા પણુ ન ધારાએ.
ઘોડી પડવે ન ઘોડે ત કડેં ઘોડે?
ચરઇ વારો ચુડો (જરાવાર હથમેં જરાવાર પગમેં) ડાડે વારી ડુઇ.
ચિકાસ કે મિડે ઓડા થીએં.
ચીથરે વીંટયો રતન.
ચુલ વટે મકર ॥ ઘોડા સે વેડે.
ચોણું સેલ કઓણું મુસ્કેલ.
ચોર જા માં ધડેમે. ચોર કે ચોચ સુજે.
ચોચ ને વચી સિરજાચી.
જનમ્યો સે મોએ ભા.
જર ચાહેસે કર.
જેડી સોબત તેડી અસર.
જંન વાટા આયો ઓન વાટ વેયો.
જન વાટ ન વેજે તંજો પંધ ન પુછજે.
જાડેં કે કુજાડા ને કુજાડેં કે જાડા, અધા તોજે કમમેં પાડારે પાડા.
ઝિઝી ગાલીએ ગડા ભરજેં.
ઝિઝેં માણુએં હર નહલે, ઝિઝી બાએડીએં ઘર ન હલે.
ટાણુતં મિડે સોભે.
ટુકરી ખાયો નીચું ન્યારે.
ઠિકરેમ સોઇ તપે.
ડયા ડાકણુ થી ખાએ.
ડિઠી મખ ન ગીરાજે.
ડાઓ કાગડો બીં પગે બજે
ડાડીજી ડાડી ખુઆરીજી ખુઆરી.
ડિનુ કિનુ ન થિએ.
ડીંધલ ડે ત ગિનધલ કિડાં વિંઍ.
ડુકાર ને વચીઅધિક માસ
ડિસી વાસી ખટમેં ન પાજે.
ડુખંપો કચો ડંખ્યો સારો.
ડુબરે ઢોરકે મછર જિજા.
ડેવ ચત પુતર, નકા કાણી પીઅ પણુ ઝટે ગિને.
ડે લાલન ને ભરે હરકાસ.

.કડેજી ડોસી ઢીંગલો મથો મું-
ઢાણી, ધુડ પઇ સીંધમેં ત્રે ડોકડા
છ ઢાણી, છાણી પઇ વાએમેં છ
ડોકડા ક ઢાણી, પઇસ પેચોટી આ
ધીઓ આઢાણી. તકડો તરો ફેરાવરે.
તરત ડાન મહા પુન.
તું પાંઇજી પલ, ફેડો સેખો લોકસે.
ધણીકે સુજે ઢકણિઅમેં તડો પા-
ડોસીકે ન સુજે આરીસેમેં.
ધણી ધણીઆણી રાજી ત કુરો કરે
કાજી?
ધણી વિગરજા ઢોર સુઆ.
ધરમજી ગાં જા સિંગ ન ડુએં.
ધૂડમેં કકરા કુરો પુછણા અંઇ.
ધોબીઅજો કુતો ન ઘરજો ન તડજો.
નઇ લાડી નાં ડીં, તાંણુ મેડે તરોડીં.
નચણુ વાઠિ તડે ઘુંઘટ કેડો.
ન મરે ન મંજે છડે.
ન વાસી રએ ન કુતો ખાએ.
નાંગ વ્યા નિકરી જેં જેં મથે હુઇ
મણિ.
નાણુ નાણુ કે વધારે.
નાએં વડો ને લખણુ ખોટો.
નીઅથ તેડી બરકત:
નીરી કાઠી જીંઅ વારજે તીઅ વરે.
નુર નાણેમેં અએ.
પડધા મા મુઇ તએ મુઇ.
પડતે પંડીત લખતે લયો.
પાદે જે પુઠ તેં પાણી.
પાણી થી મોર પાર બંધજે.
પાણી પી ને ઘર પુછણું.
પારકેજયું હવેલિઉં ડિસી પિંઢજયું
ઝુપડિયું ન ફિઆએજે.
પાવલે ન પતાએ ટાણુ ડે તું તાં
રુપીઆ ડો હાંણુ.
પિંઢજી પોરીઅમેં સોકો સુજાગ.
પિંઢજો ગુડ પિંઢ લિકાએ ખાજે.
પિપરી તા ખ્યો ને સા નિકરી વ્યો.
પેહલે ડીં મેમાણુ બે ડીં મઇ, ત્રેડીં
રએ તેં જી અક્કલ વઇ વે.
પંજે આંગરિઉં સરખીઉં નાએં.
પંધ ખુટંધા, સંગ ત્રુટંધા, ઉંકોડે
તેં ડીયા બરંધા, રન પુચર ગોડે
ચડંધા.
ફુલકે ફુલેલ ફુલા મખણું ખપે.
બતેડા બારો ॥ બસે બાઇઅ.
બધી મુઠ લખજી.
બારેં બુઢ સાંરેં સુઢ વીંએ વરહ
ત વરઇ, નકા રન આયર સીખે
ખરઇ.
બુઢી ઘોડી ને લાલ લગામ.
ભણુસે ભુલે ને ચડે સે પડે.
ભરમ ભારી ખિંસા ખાંલી.
ભરયો નાઇયર અએ.
ભાગ વારે જા ભૂત કમાઇ
ભાજે ઘરેં વિંઆ આંઉ ભાંભ-
લીતી થીઆં.
ભા સોનારા લિખ સોનતાં ડે, બાઇ
કુરો ચરઇ થઇએં? ભા પુછ.
ભુમેં મુંજો કુરોવ્યો?
ભુખ્યો ન ન્યારે મખ્યો.
મરી મરી મોડસ કયો સે પણ
પિટિઆંસ બધડો.

. મેનત પોએ.
ગ઼ાનીસેં કમ ક ટિપ ટિપ સેં કમ?
મા મરે ધીઅકે ધીઅમરે ધીંગ કે.
મારસેં ભુત પણ ભજે.
માયા માયા કયા કરે હે, માયા
વડી ધુતી; જિનું નરૂ ઘે નામ
લગી, તિનું નરૂંસે ન સુતી. મુ-
રાધયે માર ઉસીનો, કઢ પેરેંધી
જુતી. [પંજાબી]
મિઠાણુજિ મા સેલડી.
મિની જે યે છિક્કો ન છિજે.
મિડે ટાણું ત સોભે.
મીં ન મેંમાણુ કિતરા ડીં?
મિરીંએંજે ખરે.
મુઠી ઘોરે ડીં.
મુઠે મામા મુરંધ્રઅવના, પકેં ધડે
ન થીએં કના.
મુન ભિંજાંધ ત મુંઢાણું.
મુંહું ચોર ને ખાંગો ગોવાઈ.
મેઅકે મેઅજા સિગ ભારી નપેં
માંએ મિઠો ને પેટમેં છુરિઉં,
માં ડિસા ટીલો કઢજે
માર ધણુ નચે પણુ પગ વિગા.
રન પોતર કાં રાહા પોતર.
રાંકે જે ઘરે રતન.
રાત ચોડી ને વેસ જિજા.
રહું મિડે કાર ઘુથિઉં.
રૂપ રૂએ ને કરમ ખાએ.
૨૭ કુડે ખાધે જે ખર.
ખટે બેર નપેં દ્રાખુ, તેં પુતરેં
જયું કેડિઉં સાખું.
વિટે કુજે બકરી ઉભેં કુજે ઉઠ,
જેડો વા વરે તેડી ડીજે પુઠ.
વિધ્યા વાવરે તીંઅ વધે.
વિસવાસે વાણુ હલેં.
વેજે ન્યારે કોએ ન ઉથિઆરે.
સચ ત ઉભી નચ.
સતીએં કે કષ્ટ અએ.
સપ ન મારે પણુ ડપ મારે.
સાએજે મન સાવિજે કુતજે મન
ખિલ.
સવારેજી ગાલ સવારે.
સસો તડેં પવાડો.
સાન વિડેં ને ખુટેં જા ખો.
સીંધરી બરે પણુ વર ન છડે.
સઉં દુધ નપીએ ઉંધો મુતર પીએ
સુઈઆણુ અગિઆ પેટ કુરો લિ-
કાએણુ ?
સુતાર જે મનમેં બાવરીઓ વસે.
સુતલે જયું ગોયું ધાભા જણી.
સોનારેજા સો ઘા લુઆરજો હિકડો.
સપેંજે ડરેંમેં હથ ન વિજજે.
હિકડે હથ તાડી ન વજે.
હીકડી તાલડી તેરો વાના ગુરે.
હા ના જો વેર અએ.
હરાંમજા ઝાડ ને મોસીબત જા ફુડ.
હાણે બાવારિયા તો એઠા કરીએં
સમાપ્ત.

લા૦ સા૦ મહુભાઈ ગેલાભાઈ.

# જાહેર ખબર.

## જૈનધર્માવલંબી જનોને એક અમુલ્ય લાભ.

**થોડા વખતમાં અમારી તરફથી છપાઈ બહાર પડશે.**

**( મહાન પંડિત શ્રી દર્શનસાગરસુરી વિરચીત. )**

# પ્રથમ તિર્થંકર

# શ્રી

# રૂષભદેવસ્વામીનોરાસ.

**આ મહાનિધી ગ્રંથના છ મોહોટા ખંડ કરેલા છે.**

**અને તેમાં**

**જુદા જુદા રાગની ૧૫૭ ઢાલો આવેલી છે.**

આ અમુલ્ય ગ્રંથમાં શ્રી જૈન ધર્મનું મહાત્મ દર્શાવનારી અનેક વિશિષ્ટ બાબતોનો સમાવેશ થયેલો છે તેથી આ ગ્રંથ શ્રી જૈન ધર્મનું ખરેખર એક ભૂષણ રૂપ થઈ પડશે એ નિઃસંશય છે. માટે આશા છે કે દરેક જૈનધર્મ પાળનાર તેને ઉપયોગી ધારી બનતો આશ્રય આપવા યોગ્ય વિચારશે.

આ ગ્રંથ રૈયલ આઠ પેજી આશરે ૪૦૦ પુષ્ટનો થશે અને તે કાબેલ પંડિતોના હાથથી સુધરાવી, દેવનાગરી લિપીમાં મોહોટા ટાઈપથી છાપી, બહાર પાડવામાં આવશે. તેની કીમત અગાઉથી આશ્રય આપનારા સદ્ગૃસ્થોને રૂ. ૩-૦-૦ રૂપીઆ ત્રણ પડશે. અને તેવા ગુણજ્ઞ સજ્જનોના નામ ગ્રંથમાં પ્રગટ કરવામાં આવશે. દેશાવરના ગ્રાહકોએ ટપાલ ખર્ચના છ આના વધારે મોકલાવી નિચે લખેલે ઠેકાણે અમરા શિરનામે પોતાના નામ ઠામ તાકીદે લખી જણાવવાની કૃપા કરવી.

ઠેકાણું—બહારકોટ જકરયા મશીદ સામે ધોબી ગલી ઘર નં. ૧૭ પહેલે મજલે તા૦ ૨૮-૧-૮૯.

**મુંબાઈ,—જૈન પુસ્તક પ્રસારક મંડળ**

# સૂચના.

આ ચોપડી મુંબઇ માંડવી બંદર જકરયા મસીદના સામેં ધોબી ગલીમાં જૈન પુસ્તક પ્રસારક મંડલીના મકાનમાંથી તથા સઘલા પુસ્તકો વેચનારાઓની દુકાનેથી રોકડી કીમતે વેચાતી મલશે. બહાર ગામના ગ્રાહકોને અમારે શિરનામે નીચે લખેલે ઠેકાણે કાગલ લખી જણાવવાથી મોકલી આપવામાં આવશે. પોસ્ટેજ મફત. જથ્થા બંધ લેનારને સસતા ભાવે મલશે.

સા૦ ભેસાભાઇ લખમશી.

ઠેકાણું—મુંબઇ માંડવી બંદર ભાતબજારમાં
સા૦ રતનશી વેલજીના માળામાં બીજેમાળે.

## જાહેર ખબર.

### જૈન રત્ન સ્તવનાવલી.

જેમાં

ઇંદ્ર સભાના રાગના સ્તવનો

તથા

ઠુમરી, ગઝલ, ડેરબો, કન્હડો, કાલીંગડો, ભૈરવી, બંનઝારા, ફાગ, વસંત, ઇત્યાદિ.

તહરેવાર રાગ રાગણી ઓના

**સ્તવનોનો સંગ્રહ.**

કીમત ચાર આના, પોસ્ટેજ મફત.

ઠેકાણું—મુંબાઇ માંડવીબંદર જૈન પુસ્તક પ્રસારક મંડલીના મકાનમાંથી
તથા સા૦ ટોકરશી વશનજી પાશેથી મળશે.